# નિમક હરામ

# નંદસિંહનું કાવત્રું.

અને

# કપટ જાળ.

## વિજયસિંહનો

અંતે સત્યજયનો સુર્ય પ્રકાશ.

મનોરંજન અદભુત રસની વાર્તા.

રચનાર કવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી.

પ્રસિદ્ધ કરનાર.

**પંચાલ શિવલાલ દયારામ.**

અમદાવાદ—ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

છાપ્યું. ઠે. માંડવીની પોળ પાસે

સંવત ૧૯૬૬ સન ૧૯૧૦

# નિમકહરામ નંદસિંહનું કાવત્રુ

અને

# કપટ જાળ.

## પ્રકરણ ૧ લુ.

સૂર્ય અસ્ત થયા બાદ છેક અંધાર થઈ ગયું હતું. આકાશમાં તારાગણ વાદળાંથી ઢંકાઈ ગયેલા હતા. આ પ્રસંગે અસાડ મહીનો બેઠો હતો તેથી વાદળાંની ગતી ઘણી ચપળતાથી પુર્વથી પશ્ચિમ બાજુ થયાં કરતી હતી; ઠંડો પવન છુટર્યા કરતો હતો નગરના લોકો પોત પોતાના ઘરમાં બારણા વાસીને શયન કરવાની તયારીમાં હતાં, ચિંતાતુર મણુસો પોતાના ઝરોખામાં મોટા ઉંડા વિચારમાં લીન થઇ રહેલા સમાધીવાળા બનિ ગયા હતા; ત્યારે આ વખતે આસરી રાત્રીના અગીયાર વાગ્યાનો વખત થયો હતો. તેથી નગરનું રક્ષણ કરવાને કાળાં વસ્ત્ર ધારણ કરનારા આમ તેમ ગલી કુંચિયોના આગળના ભાગમાં ફરી રહેલા હતા આહાવા અંધાર કોટમાં ખરૂ કહીયે તો નગર રક્ષકાર વિના બીજુ કોઈ ન હતું છતાં તેવી વખતે એક જુવાંન અસ્ત્ર શસ્ત્ર સજીને અને કાળાં વસ્ત્ર પરીધાન કરીને જે નિકળ્યો હતો તે એજ નગરના રાજાનો ખાસ મુછનોવાળ પ્યારો હતો તેથી નગર રક્ષકો તેને માન આપીને ખસી જતા હતા. તેનો આ એક માણસ ભય વીનાનો નગર બાહેર નજીકમાં એક ખુશનુમા

બાગ પાસે આવીને ઉભો રહે છે. પછી ચારે તરફ નજર કરીને ખ-
ડખડાટ હસવા લાગ્યો; ત્યાર બાદ તે પછી કહેવા લાગ્યો કે નેકીનો
બદલો નેક અને બુરાઇનો બદલો બુરો મળે છે. એમ જે કહેવત
કહેલી છે તે તમામ ખોટી છે, તેવી કહેવત ઉપર ભરૂસો રાખનાર
લોકો ઘણીજ ભુલ કરે છે. કારણ કે કેટલાંક નેક કામ કરનારા મા-
ણસો એ વાતો ફસાય છે કે તેઓને બંધનમાંથી બાહેર નીકળવાનો
હજુ વખત આવતો નથી. તો પછી નેક કામ કરવાનો ધર્મ કયાં
રહ્યો! આજ કાલ સાચુ બોલનારા માણસો છેક ભોળા અને વાહી-
યાતમાં ગણાય છે. અને કોડી કફન પણ તેઓને મળતું નથી; એ-
ટલુંજ નહી પણ છેક ભીખારી બની ગયેલા જોવામાં આવે છે; અ-
લબત! બુરાઈ કર્યા વિના, ફતેહ મળતી નથી. અત્યારે હુ જે કામે
નીકળયો છું તે કામ કરવામાં કપટ જાળ પાથર્યા વિના કદી પણ
યશ મળવાનો નથી માહારાજાના મુછનો વાળ પ્રમાણે કીમ્મતી બ-
નવામાં કપટ જાળનીજ ખાસ મદદ છે. માટે આજે આ બાગમાં
ખુબ સુરત સુશિલ પતિવ્રતા સ્ત્રી સાથે બુરાઇ કરવા ધારૂ છું. અને
તેમાં જો કે હું ફાવી શકીશ તો જરૂર હું દીવાનની પદવી મેળવી
શકીશ; ખાસ આ કામ માહારાજા સાહેબે મને સોપ્યું છે. પણ હુ
તે કામ અત્યાર સુધી કરી શકયો નથી તે માત્ર જોઇયે તેવો તક
મને મળયો નથી; પણ આજે જે ગોઠવણી મ્હેં રચી છે તે ખરે-
ખર જેવી જોઈએ તેવીજ રચાઇ ગઇ છે. ખેર, જે થાય તે ખરૂ,
પણ આજે તો કરેલુ પ્રયત્ન ગમે તે પ્રકારે પણ પાર પાડવાનું છે.
ચાલો, જે થાય તે ખરૂ એવો વીચાર કરીને આ ઘાતકી કામ ક-
રવાને આવેલા માણસે બાગનો ઝાંપો યુકતીથી ઉઘાડીને અંદર પ્ર-
વેશ કર્યો. પગનો ખડખડાટ સંભળાય નહી તેવી રીતે ધીમે ધીમે

ચાલતો હતો તે છેક એક શૃંગારેલા બંગલા નજીક ઝાડની ઘટામાં યુક્તિથી લપાઇને બેશી રહ્યો. અને તેમાં શું થાય છે તે ખુલ્લી રીતે જોઇ શકે અને થતી વાતો સાંભળી શકે તેવી ગોઠવણથી છુપી જગોએ બેશી ગયો.

વિસ્તિર્ણ બાગ વચ્ચે બંગલો હતો તેની શોભા જેટલી કહિયે તેટલી થોડી છે. બાગ ચારે તરફ અનેક વૃક્ષોથી મોટા વિસ્તારવાળો એવો હતો કે તેમાં ઠેર ઠેર જળયંત્ર ફુવારા આરસ પાંહાણના પથ્થરોથી જડીત્ર કરેલા રમણિય કુંડ અને ઉતમ બેઠકો યુક્ત ઘણા હતા, ઠેર ઠેર દ્રાક્ષના માંડવા અને સુગંધી પુષ્પોની જગો નિર્માણ કરેલી હતી. દરેક જગોએ એવા તો રસ્તા ગોઠવેલા હતા કે તે રસ્તાની બન્યો બાજુએ સુગધી પુષ્પોનાં રોપણ થએલાં હતાં. અનેક બેઠકો અને અનેક શિલાતલની રચનાઓ કરેલી હતી. તેવા ઉતમ બાગની મધ્યમાં બંગલામાં એવો પ્રકાશ હતો કે જાણે આ વખતે ચંદ્રમા પોતેજ પધાર્યા હોય તેવી રીતે ઠેર ઠેર દીપકનો પ્રકાશ હતો તેવા ઉતમ બંગલામાં મધ્ય ભાગમાં મોટા પલંગ ઉપર એક પુરૂષ અને ખુબ સુરત સ્ત્રી એમ બન્યો બેઠાં હતાં. પુરૂષની ઉમ્મર લગભગ પચીસ વરસની હતી, તેના શરીરનો બાંધો મજબુત અને બળકટ હતો તે ગૌર વર્ણનો છતાં દેખાવમાં ઘણોજ ખુબ સુરત અને મોહક હતો. તેના બન્યો નેત્રમાં લાલ વર્ણ છાઇ ગએલો હોવાથી તે શુરવીર નર હોય એમ જોતાં સેહેજ જણાતું હતું. તેના બન્યો લાંબા હાથ યુદ્ધમાં યશ મેળવનારા છતાં દાન કરવામાં ઉદાર હતા, તેણે આ, વખતે વરસાદ પડવાના ઉતાપાને લીધે મલમલનું બદન અંગ ઉપર પેહેરેલું હતું તેના શરીરનું વર્ણ ચંપક પુષ્પ જેવું છતાં તેના અંગ ઉપરનું ધવલ ( શ્વેત ) બદન સ્ફટિકમાંથી ચંપઈ રંગનું સંગે

ઝરમર હોય તેમ દેખાતું હતું. એટલે કુદરતિ મોહક કાંન્તી દીપકના પ્રકાશથી કોઇ જુદીજ રીતે દેખાતી હતી, ત્યારે તેના સાંહામે અઢાર વરસની મેનકાના સ્વરૂપ ગર્વને ખંડન કરે તેવી સુંદરી પ્રેમ ભાવથી પોતાના પતિ તરફથી નિકળતા વાકય સાંભળવાને આતુર રહેલી બેઠેલી હતી; તેણીનો કુદરતિ દેખાવ મોહકજ હતો તેની ખુબ સુરતી એજ મુખ્ય દાગીનો અને અલંકાર હતા, તેણીનાં નેત્ર જો કે નિર્મળ હતાં તથા તેણીનું હૃદય નિર્મળ નેત્રકેન્દ્રમાં વસેલું હતું તોપણ તે નેત્ર વિકારી પુરૂષોને તો શું પણ વિવેકી પુરૂષોના હૃદયમાં વિકાર ઉત્પન્ન કરાવે તેવાં હતાં તેવી સર્વાંગ લાવણ્ય વતિ યોશિતા એક બાજુએ લક્ષ દઇને અને પોતાના કપોલ પ્રદેશ ઉપર જમણો હાથ ગોઠવીને પતિ તરફ ધ્યાન આપી રહેલી હતી.

આ વખતે માહારા વાચક પ્રિય મિત્રોને શંકા રહેતી હશે કે આ બંગલામાં સ્ત્રી પુરૂષ બેઠેલા કોણ છે! અને તે બાગમાં શસ્ત્રાદિક સજીને આવેલો વૃક્ષ લતામાં છુપાઇને બેશી રહેલો કોણ છે! તે વીગરે જો કે કાંઇ સમજી શકયા નથી. યદ્યપિતે કોણ છે! તે આગળ જણાઇ આવશે પણ એટલુ અત્યારે જણાવવા યોગ્ય ધારીએ છીએ કે બંગલામાં બેઠેલો મરદ આ વારતાનો નાયક વિજય સિંહ છે અને તેની પાસે બેઠેલી સર્વ પ્રકારના ઉતમ ગુણથી અને લાવણ્યતાથી શોભા પામનારી વિજય સિંહની પત્ની કુમુદ સુંદરી છે;

તે બન્યો પ્રસ્તાવિક વાતો કરી રહેલાં હતાં એટલામાં વિજય સિંહને એકા એક યાદ આવવાથી ઉભો થાય છે. અને પોતાનો લડાયક પોશાક પેહેરવા તરફ નજર કરે છે; તે જોઇને કુમુદ સુંદરીએ પ્રસ્ન કર્યો કે પ્રિય તમો આપ એકા એક ચિંતા તુર થયેલા

ઉભા કેમ થયા! શા વિચારમાં લીન થઈ ગયા છો! અત્યારે તો શાંન્ત છે. પ્રિય ! મારા સમ ! તમે શા માટે લડાયક પોશાક ભણી નજર કરો છો !

વીજય સિંહે કહ્યું કે „ પ્યારી ! માહારે આ વખતે બાર વટિયો પકડવા માટે જવુ છે. બારવટુ કરનાઓ પોતાનો લાગ આ વખત સાધેછે તેઓ નહી વપરાયલા રસ્તે થઇને આવે છે: માટે માહારે તેટલા કારણ સર અત્યારે નીકળયા શિવાય છુટકો નથી;

પ્રાણ નાથ ? મ્હેં સાંભળ્યું છે કે તે બારવટીયો ઘણો બાહોશ સુરવીર અને કાવત્રા ખોર છે; અત્યારે ભયાનક અંધારી રાત્રી છે. માટે તેવા જોખમમાં શા માટે જાઓ છો. હું નિરાધાર અબળાનો માત્ર આપજ આધાર છો; મારૂ કહેવું માનીને અત્યારે નીકળવું બંધ રાખો અને પ્રાતઃકાળે નીકળશો તો કાંઇ હરકત નથી; આ પ્રમાણે નમ્રતા પુર્વક કુમદ સુંદરીએ કહ્યું.

હા એ વાત ખરી છે. પણ માહારાજા સાહેબની આજ્ઞા આવખતે નીકળવાને મને થઇ છે; જો કે હું ન નીકળુ તો માહારાજાના મનમાંથી હું ઉતરી જાઉં; માહારી બાહાદુરીને પણ લાચ્છન લાગે; વળિ તેમની આજ્ઞાનો અનાદર થાય તે શિવાય મારા કર્તવ્ય કર્મને કલંક લાગ્યા શિવાય રહે નહી. પ્યારી ! એ કેટલું બધુ જોખમ ભરેલું છે ! જે જે કાંમ મ્હેં આ રાજ્યમાં માહારાજા સાહેબની આજ્ઞાથી કર્યાં છે તે કામથી તેઓ સંતોષ પામ્યા છે. વળી જો કે તે બારવટિયાથી પોતે ઘણા કંટાળો પામેલા છે એટલુંજ નહી પણ તેના તરફનો સંપુર્ણ ભય માહારાજાના હૃદયમાં પેશી ગયો છે, અને એટલાજ કારણથી રાત્રીએ તપાસ કરવાને મને આજ્ઞા આપી

છે. છતાં તે આજ્ઞાનું હું ઉલ્લંઘન કરૂં તો, અને અત્યારે હું ન નીકળુ તો તે મારે માટે પ્રત કાળમાં કેવું સાહસ કરશે તેના માટે કંઈજ કહી શકાય નહી. માટે માહારે અત્યારે નીકળયા બિના ઈલાજ નહી, આ પ્રમાણે કુમુદસુંદરી પ્રત્યે વિજયસિંહે વાત કરી.

ત્યારે તો સ્વામિન ! મને પણ સાથે લ્યો તો બનશે તેટલી હું આપની શેવા બજાવીશ. વળી આપના વિરત્વને કલંક લાગે એવું, નહિ કરવા માહારી પણ ભલામણ છે. માટે મને સાથે લ્યો. જેથી હું પણ નિર્ભય રહી શકીશ: પ્રિયતમ મારા ઉપર કેટલું જોખમ છે. હું પ્રસંગે ભવિષ્યને માટે કેવી સ્થિતિમાં આવી જવાની છું. તે વીશે સઘળી વાત મ્હેં તમને કહી જણાવી છે; માટે મને સાથે રાખશો તો હું આપની સાથે નિર્ભય રહીશ; જો કે મને અત્રે દાસ દાસીયોના રક્ષણ નીચે મુકીને જશો તોપણ મારા ઉપર મુશિબત આવ્યા શિવાય રહેવાની નથી, દુષ્ટ મસલત ખોર ક્રુર કર્મ કરનારાઓ મારા શિયળનું ભંગ કર્યાં શિવાય રહેવાના નથી. તે સમગ્ર આપ કયાં જાણતા નથી. આ પ્રમાણે કુમુદ સુંદરીએ કહ્યું અને પોતાના પતિ તરફ દીન મુખ મુદ્રાથી એકી નજરે જોઇ રહી.

હા એ વાત પણ વાસ્તવિક છે. હું એજ વિચારમાં ગર્ક થઇ ગયો હતો, વિજયસિંહે પોતાનો વિચાર જણાવ્યો.

સ્વામીન તે દુષ્ટની મારા ઉપર નૈયત ખરાબ થઇ છે. વળી બારવટિયા તરફ મોકલવાને જે ગોઠવણ કરી છે તે એવી તો જોખમ ભરેલી છે કે તે દુષ્ટે આ વખતે કાળ રાત્રીમાં તમને બાહેર કાઢવાને આજ્ઞા કરી છે. અને તમારી ગેર હાજરીમાં પોતે ફાવી જવાને અને દુષ્ટ મુરાદ પાર પાડવાનેજ આ દાવો પાટ ઘડયો છે.

પ્રિય પ્રાણુ તે બારવટિયાથી સેંકડો માણસો મરાયાં છે તે શું તમારા જાણવા બાહાર છે.

ધીરે રહીને વીજયસિંહે પોતાની સ્ત્રીને દીલાસો આપ્યો કે તમારા પીતા દારૂણસીંહ જ્યાં સુધી હયાત છે. તથા જ્યાં સુધી મા-હારાજાની અડદલીમાં છે ત્યાં સુધી તમારા ઉપર કોઈ તરેહની આ-ફત આવી શકશે નહી; માટે તમે નિશ્ચિંત રહો તે સાંભળી કુમુદ સુંદરીયે ઉતર આપ્યો કે અરે હાય ! આપનું કહેવું સત્ય છે. પણ મને પેલા ખુનની વાત્ યાદ આવે છે, ત્યારે મારૂ કાળજુ ધડકવા માંડે છે. તે વખતનો દેખાવ મારા કુમળા હૃદયમાં હાબેહુબ છ-પાઈ જાય છે. તે ખુન થવામાં મારા પીતાના હાથ લોહીથી ખર-ડાયલા હતા, તે વખતે મારા પીતાના હૃદયમાં જે નિર્દયતાનો પ્રવેશ થયો હતો તેથી થએલાં તેમનાં રાતાં નેત્ર અને તેમના હાથથી ત-લવારનો થયેલો ફટકો તથા તેથી લોહીની ધારા છુટવી. એ વીગરે તમામ દેખાવ યાદ આવતાં હુ કેવળ ભયગ્રસ્ત બનેલી બાહાવરી થઈ જાઉ છું. મારા શરીરનાં તમામ રોમ ઉચા થઇને કમ કમી આવે છે. સબબ તેના કારણથી મારા પીતાનો પણ ભરૂસો ઉડી જાય છે માટે હે પ્રાણનાથ, એટલા માટે હું આપની સાથે આવું અને આ-પના સુખ દુઃખની અર્ધ ભાગી થાઉ અને નિર્ભય રહુ એજ હું ઇચ્છા રાખુ છું.

પ્યારી તમારૂ કહેવુ વ્યાજબી છે પણ જ્યારે હું બાહાવા કા-મમાં તમને સાથે લઈ જાઉ ત્યારે દુર્જન લોકો મારા ઉપર વિચિત્ર અપવાદ મુકે જેમાં એમ કહેશે કે પોતાની સ્ત્રીની ચાલ ચલકત અને તેણીની વર્તણુંક ઉપર વિશ્વાસ નહી આવ્યાથી પોતાની સાથે લઈ ગયો, તેથી એમ કરવુ એ શુરવીર જમે મર્દનું કામ નથી, એવા

દુઃખ દાયક આરોપ માટે હું પાછો હઠુ છું. વળી આહાના પ્રસંગમાં તમને સાથે રાખવાં પણ યોગ્ય નથી, કદાચ શત્રુઓની ભેટ થઇ જાય, અને તે પ્રસંગે તલવારની કટાકટી કરવાનો પ્રસંગ આવે તે વખતે શત્રુઓની છાતી ભેદવામાં જે નિર્ભયતા, અને નિશ્ચિંતપણું જોઇયે તેને બદલે તમારૂ રક્ષણ કરવાની ચિંતા જ્યારે વ્યાપે ત્યારે બાહાદુરીનું કામ કરવામાં વિજય પ્રાપ્ત થતો નથી; સબબ શુરવીર પુરૂષે પોતાની સ્રીને તેવા સંયોગમાં સાથે રાખવી યોગ્ય નથી, વિ-જયસિંહે જવાબ આપ્યો.

ચિંતાથી બ્યાકુળ થએલી કુમુદ સુંદરી નેત્રમાંથી આંસુ ટપ-કાવતી બોલી કે હે પ્રભુ હે સ્વામીન, મારા પીતાના હાથ પેલા ખુ-નથી ખરડાએલા મેં જ્યારથી દીઠા છે ત્યારથી મને ધ્રુજારી છુટે છે પ્યારા પતિ તે મરણ પામનારી કેવળ નિર્દોશ બાળ અવસ્થાની છતાં કેવી ખુબ સુરત હતી, અરેરે તેણીને મારા પીતાએ શા માટે મારી અરે હાય, તેનાજ લોહીથી મારા પીતાના હાથ લોહીવાળા થએલા હતા, એમ કહીને થરથર ધ્રુજવા લાગી, કુમુદાની આહાવી સ્થિતિ જોઇને વિજયસિંહે ઉતર આપ્યો કે એતો ઘણોજ કેર થઇ ગયો છે એ થયેલુ ખુન હું પણ ભુલ્યો નથી, પણ એવુ કૃત્ય કરવામાં ત-મારો પિતા શું કરે તે કેવળ લાચાર અને પરાધીન હતો તેવુ ઘાતકી કામ કરવાને તેનાથી ભયને મારે ના કહિ શકાય તેમ નહતું. પણ અત્યારે મને એક યુકતી યાદ આવી છે તે તમે સાંભળો એમ કહીને વિજયસિંહે પોતાની કુમુદ સુંદરી પ્રિયાની પાસે જઇ તેના કાંનમાં કંઇક કહ્યું, તેને કાંઇક ધીરજ વળી તેથી તે વખતે વિજય સિંહ પોતાનો લડાયક પોશાક પેહેરવાની તયારી કરવા લાગ્યો.

હવે આપણે બીજી બાજુએ વળિયે, એટલે આ પ્રકરણની શ-

રૂવાતમાં પેલો જે માણુસ બુરાઇ કરવાને માટે બદ દાનતથી નિકળગો છે. અને તે આ બાગના રમણિય બંગલાની એક બાજુએ વૃક્ષ ઘટામાં લપાઇને બેસી રહેલો છે તે માણુસ સદરહુ બન્યો સ્ત્રી પુરૂષની થતી વાતચીત અને હીલચાલ તરફ લક્ષ આપી રહેલો હતો. તેણે તમામ થએલી વાતો સાંભળી હતી. અને પોતે જે કારસ્તાન રચીને આવ્યો હતો તે પુર્ણ થવાને એક મદદગારની રાહ જોતો હતો, એટલામાં તે બાગના દ્રાક્ષના માંડવાનાં પાંદડાંનો અવાજ આ છુપા રહેલા માણુસે સાંભળયો. એટલે તે વધારે સાવધ થયો. એટલામાં તો તે સાંહાંમો આવતો જણાયો. તે વખતે ધીમે સાદથી આ છુપાઇ રહેલો માણુસ કે જેનું નામ દેવી ચરણ હતું તેણે કહ્યું કે કોણ છે. શું દારૂણ સિંહકે તેના જવાબમાં આવનાર દારૂણસિંહે ધીમેથી હા કહી અને પેલા દ્રાક્ષના માંડવામાં દેવીચરણની જોડે દારૂણસિંહ લપાઇને બેસી ગયો. અને ધીરે અવાજથી કહેવા લાગ્યો કે પ્રિયભાઇ દેવીચરણ જો તું મને અહિંયાંથી જતાં રહેવાને આજ્ઞા આપે તો હું તાહારો જન્મ પર્યંત કદી પણ ઊપકાર ભુલવાનો નથી.

દેવીચરણ--અરે ભલા માણુસ ! એવું કદી પણ બનવ નું નથી. અને નકામી તેવી આશાઓમાં તું પોતાના પગ તરફડાવતો નહી.

દારૂણસિંહ--ત્યારે શું મહારા હાથથીજ માહારી દીકરીનું ખુન કરવું પડશે, અરે હાય; કેટલુ બધુ અઘટિત, તમે જરાકો વિચાર કરો, આ છાતી કેમ નહી ફાટી જાય.



## —અગત્યની જાહેરાત—

## અમદાવાદ, રતનપોળને નાકે, દુકાન નં. ૩૮૮૫.

અમારી દુકાને ચાંદીના ફેન્સી દાગીના સહુથી કીફાયત ભાવથી ઉતમ પ્રકારની બનાવટના મળશે.

૧ કોટનાં તથા હાથના વિગરે સો જાતનાં ફેશનવાળા બટનો.
૧ કફનાં બટનો સો પ્રકારના મન પસંદ.
૧ સોડીયો, મગ પીટ, ગુંથેલી, ધાણા, ટીકીની, અને ટીકીના એમ ઘણી ફેશનના.
૧ ખમીસ તથા પોલકાના છાતીના બટન વીસ પ્રકારના.
૧ બૈરાંના પગની આંગળીયોના દાગીના.
૧ અંગુઠીયો આઠ પ્રકારની મન મોહક ફેશનવાળી.
૧ સો પ્રકારના જુદી જુદી જાતના અછોડાઓ.
૧ જાત જાતના લંગર, ટીકી, ચટાઈના કટકના મગપીઠ વીગેરે.
૧ આઠ જાતના ફેશનવાળા કંદોરા.
૧ નાની મોટી કલ્લીઓ ફેશનવાળી.
૧ દસ પ્રકારના જુદી જુદી ફેશનના સાંકળા.
૧ અઢાર પ્રકારના ફેનશી જુદી જુદી જાતના દાગીના.
૧ બૈરાને પગના જુદી પ્રકારના ફેશનના સાંકળાં.
૧ નાહાનાં બચ્ચાંને તમામ જાતના ઉપયોગી.

એ રીતે અનેક પ્રકારના વગળ વીનાના ચોખા દાગીના અમારી દુકાનેથી મળશે, અમારા દાગીના બદલવામાં આવે ત્યારે ચાંદીના ભાવથી પાછા લેવામાં આવશે માટે ઘર સંસાર નભાવનાર ભાઇયોએ અમારી સત્ય ધર્મથી વર્તનારી દુકાનેથી માલ લેવાને તક ચુકશે નહી.—

૨૬૬૯

# ટીપણુ.

૧ હાલના વખતમાં કર કસરથી લાંબા વખતમાં સારૂ દેખાડનાર આ દુકાન છે.

૧ ખરી વસ્તુ આપીને દુકાનની કીરતી વધારનાર આ દુકાન છે.

૧ મોટાથી તે નાના બાળકને એકજ ભાવથી ચોખી વસ્તુ આપનાર આ દુકાન છે.

૧ હિંદ પ્રજામાં ગરીબ માણુસોના કુટંબમાં મનમાંનતી ચીજો સફાઈદાર અને દેખાવમાં સારી અને વ્યાજબી ભાવથી આપનાર આ દુકાન છે.

૧ સત્ય ત્યાં જય છે. એના મુળ તત્વને જાણીને સત્ય શેવા બજાવનાર આ દુકાન છે.

૧ જ્યારે કસર મજરે લેવા ગ્રાહુક હઠ કરે છે. ત્યારે તેવો ખોટો રીવાજ જોઈ વેપારી પણ પ્રથમથીજ કસર ચઢાવે છે. પણ એવી રીતે આ દુકાન કરતી નથી માટે કોઇએ કસરના રીવાજને આધીન થઇને કસર માગવી નહી, આ દુકાન સત્ય ધર્મને શ્રેષ્ટ માને છે.

શિવલાલ દયારાંમ પંચાલ.

અમદાવાદ,—રતનપોળને નાકે, દુકાન નં ૩૮૮૫.

દેવીચરણ—અલબત, જો કે તમારી દીકરી પેલી વાત કબુલ ન કરે તો તમારેજ તેનું ખુન કરવું પડશે.

દારૂણસિંહ—માહારા મેહેરબાન એમ કેમ બને અત્યારથીજ મારો હાથ કાંપે છે. અને આ કટાર હાથમાંથી પડી જાયછે.

દેવીચરણ—યાદ રાખ કે ઝખ મારીને તમારે માહારૂ કેહેવુ કબુલ રાખવું પડશે.

દારૂણસિંહ—પણ જરાક સાંભળો તો ખરા; મારા હાથની શકતી તો કેવળ હાલથીજ નાશ થઇ ગઇ છે તો પછી હું શું કરવાનો હતો.

દેવીપ્રસાદ—તો પછી શું પેલા ખુનની વાત તને યાદમાં લાવવી પડશે કે.

દારૂણ—( ધ્રુજતો ધ્રુજતો ) અરરરર; ગજબ થઈ ગયો; ( દેવી પ્રસાદના પગમાં માથુ મુકીને ) બસ બસ હવે તમે ક્ષમા કરો. તે ઘાતકી બનાવની વાત ફરીથી યાદ ન કરાવો. લ્યો હું તયાર છું. પ્રિય તમે જે કહેશો તેમ કરવા તતપર છુ; પણ જો મારી પુત્રી પેલી વાત કબુલ નહી કરે તો તેનો વધ કરવાને હું કબુલ થાઉ છુ. પણ હે ભગ્ન; પેલા કમકમાટ ભરેલા કૃત્યનું તમે મારા આગળ કદી પણ નામ લેશો નહી. અરે હાય તે યાદ કરતાંજ મારા પગ ધ્રુજે છે. -હૃદય ફાટી જાય છે. અને આંખે અંધારા આવે છે; અરે હાય; આ કેટલી બધી લાચારી.

દેવીચરણ—ઠીક ઠીક ત્યારે અત્યારે આપણે અહીયા બેશી રહેવું ઠીક નથી; પણ પેલા બાગના દરવાજા પાસે ગુપ્ત રીતે

આપણે ઉભા રેહેવાની જરૂર છે. કેમકે આ બંગલા-
માંથી પેલા મરદ તયાર થઇ પોતાની કામગરીએ
નીકળવાની તયારી કરે છે માટે આપણે તે તરફ ગુપ્ત
સ્થળે ટકવું ઠીક છે.

દારૂણ—ભલે [illegible] ઇચ્છા.

દેવી—પણ જ[illegible] કરો; કખને આ લોકો દેરવાળા તરફ ન
જાય તો. કેમ કરવું. ઠીક ઠીક પણ જોતા ખરે; પેલા
બન્ને સ્ત્રી અને પુરૂષ બંગલામાંથી ઉઠવાં હાંકે માટે
હવે હું કહું તે લક્ષમાં રાખજો અને તમે તે કામ
સાધજો. અને હું વિજયસિંહની પાછળ લાગુ થઇ
જાઉ છું અને તમે કુમુદ સુંદરીની તજવીજમાં રેહે
જો હાંકે.

આ પ્રમાણે કહીને દેવી ચરણ આડકતરે રસ્તે બાગના ઝાંપા બાહેર ચઢયો ગયો અને બાગમાં દારૂણસિંહ યુકિતથી એક મોટા વૃક્ષના ઓઠા પાછળ બેસી ગયો.

આ વારતાનો નાયક વિજયસિંહે પોતાના બગલામાં પોતાની પ્યારી સ્ત્રી કુમુદ સુંદરી સાથે યુકતીથી સંભળાય નહી એવી છાની છાની વાત શી કહી તે અત્યારે આ પ્રસંગે જણાવવાની નથી; પણ એટલું તો ખરૂ કે તે વાતથી કુમુદ સુંદરીને આનંદ થયો હતો જે ઉપરથી એટલો અનુમાંન થાય છે કે કુમુદ સુંદરીની ઇચ્છાનું સાર સમય બશને જોઇને વિજયસિંહે વાત કરી હશે.

એટલુ થયા પછી વિજયસિંહ અને કુમુદ સુંદરીએ બન્યો બંગલામાંથી ઉઠીને એક બાજુ જવાને તયાર થયાં અને બાહેર આ-
વીને વિજયસિંહે પોતાની સ્ત્રી કુમુદને કહ્યું કે ચાલો હવે તમારી

દાસીયોને બોલાવીને તમારા રક્ષણ માટે સુપ્રત કરતો જાઉં છું. તે સાંભળીને.

કુમુદ—પ્રાણપતિ હવે એ સંબંધી આપ કાંઇ પણ ફિકર કરતા નહી હું હવે બાગના ઝાંપા સુધી આપને વળાવવા સારૂં આપની સાથે આવીશ; અને ત્યાંથી આપને વિદાય કરીને હું પાછી બાગમાં આવીને દાશીયોને ભેગી થઇ જઇશ; મારે માટે કાળજી રાખવી એ દાશીયોનું કર્તવ્યજ છે; અને તે તે દાશીયો આ બાગના બીજા રસ્તા ઉપરના ફુવારાની બે ટક ઉપર બેઠેલી માહારા આવવાની રાહ જોતી બેઠી છેજ માટે આપે તે સંબંધી કંઇ ચિંતા રાખવી નહી.

વિજય—અસે ત્યારે તમારી મરજી (એમ કહી કુમુદનો હાથ પકડી બાગનાં દરવાજા સુધી વગાયો. જયારે દરવાજા પાસે પોહોચ્યાં ત્યારે વિજયસિંહે કુમુદ સુંદરીને કહ્યું કે હવે હવે આ દરવાજો આવ્યો.—હું જાઉં છુ અને તમે પાછા ફરીને બંગલે ચાલ્યાં જાઓ; કાંઇ પણ ફીકર રાખતામાં.

કુમુદ—ઠીક પણ આપ કેટલી વારમાં પાછા પધારશો.

વિજય—એ બાબત હું નક્કી કહી શકતો નથી. ભવિષ્યની કોઇને ખબર નથી; પણ ઘણું કરીને એક પોહોરની અંદર હું આ તરફ આવવાની ઇચ્છા રાખુ છું.

કુમુદ—બહુ સારૂ આપ પધારો પણ માહારાજા સાહેબને મળશો નહી.

વિજય—નહિ નહિ હું તેમને મળીશજ નહી એ બાબત ચિંતા કરશો નહી.

આ પ્રમાણે કહીને ઘોડા ઉપર સ્વાર થઇ વિજયસિંહ બાગના ઝાંપા બાહેર નીકળી પડયો અને કુમુદ સુંદરી ત્યાંથી પાછી ફરી, પણ બંગલા તરફ જવાનો મધ્ય બાજુનો સરીયામ રસ્તો મુકી દઇને એક બાજુને રસ્તે પશ્ચિમ દિશા તરફ જ્યાં એક પથ્થરનો ચબુતરો હતો અને તે ચબુતરામાં કેટલીક જુવાન દાશિયો બેઠેલી હતી તે તરફ ચાલવા લાગી, તે રસ્તે જતાં કુમુદસુંદરી દ્રાક્ષના માંડવા પાસે જેવી પેહોંચી કે તુરત તે મંડપની ગુફામાંથી એક આદમીએ ઝડપની સાથે બાહેર નીકળી છલંગ મારીને કુમુદ સુંદરીની ગરદન જોરથી પકડી એકદમ તેને જમીન ઉપર પટકી દઇ તેની છાતી ઉપર ચઢી બેઠો અને બોલ્યો કે બસ, ખબરદાર કુમુદ સુંદરી જો કોઇ રીતે રોઈ કિંવા બુમ પાડી તો તારા રૂદનથી કે ચીસથી તાહારો કાંઇજ બચાવ થઇ શકવાનો નથી; અને હું તાહારૂ ખુન કર્યા વિના રેહેવાનો નથી.

કુમુદસુંદરી--(ભયથી ગદગદ કંઠે) શું માહારા પીતાજી કે અરરરરર, તમે પોતેજ કે.

દારૂણ--હા હું તેજ પોતે હત્યારો અને દુષ્ટ કર્મ કરનારો કમબખ્ત તારો બાપ છું અત્યારે હુંજ તારી છાતી ઉપર ચઢી છુંદી નાંખવાને માટે તયાર બેઠો છું.

કુમુદ--અરે હાય પિતાજી, શું તમે પોતે પથર જેવા હ્રદયવાળા થઈ મારી ગર્દન કાપવાને તયાર થયા છો, અરે હું નિર અપરાધી ઉપર દયા તો લાવો, હાયહાય, પીતાજી, આ બાળકીને તમે પાળી પોશીને મોહોટી કરી તે સંબંધીની મમતા અને પ્યાર કયાં ગયો, અને ઉલટમાં આ ઘોર કૃત્ય કરવાને તમારી છાતી પથ્થર તુલ્ય કઠણ અને નિર્દય કેમ થઇ,

દારૂણ—નહિ, નહિ, મ્હારી મરજી વિરૂદ્ધ તને કાપી નાંખવાની મને ફરજ પડવાથી લાચારી સાથે આ ઘોર કૃત્ય કર્યા વિના મ્હારો બીલકુલ છુટકોજ નથી.

કુમુદ—હાય હાય આ દુનિયામાં એવો કોઈ વજ્ર દિલનો મનુષ્ય હશે કે પોતાની પ્યારી પુત્રીના ગળા ઉપર પોતાનાજ હાથથી છરી ફેરવી તેને યમ લોકમાં પોહોચાડવા તયાર થાય.

દારૂણ—હા બેટી કુમુદ જગતમાં હું નર પિસાચ અને અભાગી તહારો બાપ પોતેજ હું છુ. બસ હવે તું એક શબ્દ પણ બોલતી નહી; તાહારા પ્યાર યુક્ત દીન અને હૃદયને પીગળાવી નાંખે તેવાં વચનો સાંભળતા મારૂ હૃદય ચીરાઇ જાય છે. અને છાતીમાં ડુમો ભરાઇ ગળુ રૂંધાઈ જાય છે. પ્યારી હાથમાંથી કટાર પણ છુટી થઇ જાય છે. દીકરી, બસ કર હવે તું ચુપ રહે, હું કેવળ પરાધિન અને લાચાર છું.

કુમુદ—અરે પિતાજી, મને કોઈ પણ યુક્તિથી આપ નહિજ બચાવી શકો.

દારૂણ—હા, પણ જો તુ પેલી વાત સ્વીકાર કરે તો તું બચી શકે તેમ છે.

કુમુદ—અરે હાય, કેવુ મુશ્કેલ અને અનીતીનું કામ, (જરાક વિચાર કરીને) પીતાજી, જો હું તે વાત કબુલ કરૂ તો.

દારૂણ—ત્યારે તો તું બચી શકે ખરી પરંતુ તું મ્હારી પુત્રી છતાં તે કાર્ય કરવાને આધીન થાય એ હું જરાયે પસંદ કરતો નથી. બેટા, તેના કરતાં મરવું ઘણુંજ ઉતમ છે. બેટા, કિર્તિને કલંક લાગવાથી જીવતો માણસ

મુવેલા જેવો જાણુવો પુર્વે યુદ્ધમાં ચઢેલા શુરા રજપુતો પોતાની સ્ત્રી અને બાળકોને કતલ કરીને શત્રુની સેનામાં મરણીયા થઇને પડતા હતા, સબબ એજ છે કે શત્રુના હાથમાં પોતાનો કબીલો સપડાય નહી. માટે આપણો રજપુત ધર્મ સાચવવો જોઇએ માટે તું માહારા હાથથી મર્ણ પામીશ તો હું નિશ્ચિંત થઈશ.

કુમુદ—પીતાજી, આપની આજ્ઞા માથે ચઢાવું છું. હું કુલાંગાર અને કુલટા થવાને કદી પણ પોતાના ભયથી લલચાઉં તેવી નથી. માત્ર તે બાબતમાં આપનો શો વિચાર છે, તે જાણુવા માટેજ મ્હેં મારા બચાવનો પ્રશ્ન કર્યો હતો.

દારૂણુ—નહિ નહિ, હું તેવી વાત કોઇ કાળે પણ કબુલ કરૂં તેવો નથી, તે કરતાં તો તને મારા હાથથી કતલ કરવી ઉતમ માનું છું. (એમ કહીને) હાય અફસોસ, આજ હું કેવો અનર્થ કરવા બેઠો છું.

કુમુદ—પીતાજી, માહારે મરવુ તો છેજ હવે તેમાં બીજો પ્રશ્ન છેજ નહિ. અને હું કીર્તિનું રક્ષણ કરવાને માટે મરવાને જરાએ આંચકો ખાતી નથી; પણ માહારી નમ્ર વિનંતી આપ સ્વિકારશો તો કહું.

દારૂણુ—શું છે, જે કહેવું હોય તે ઝટ કહી દે;

કુમુદ—શું કહું, ફકત કોઈના ચરણ દરશન માટે આ તષાતુર આંખ્યો તલપી રહી છે તો તે દરશન કરી લેવા પુરતુ થોડીકવાર મને જીવત દાન આપો તો સારૂં.

દારૂણ—અરે ઓ ભોળી દીકરી ત્હારી આ ધારણા ઘણીજ ભુલ ભરેલી છે. જેને તું મળવા ચ્હાય છે તેતો એક કલાક પેહેલો આ દુનિયાંમાંથી કુચ કરીને જશે માટે હવે બીજી દુનિયામાં તાહારી અને તેની મુલાખાત થવાની ઉમેદ રાખ્ય.

કુમુદ—અરે હાય, જો તેમજ હોય તો મારા પતીના પેહેલાંજ મરવાને હું તયાર છું. બસ પીતાજી, હવે વાર કર્યા વિના મને જલદીથી મારી નાંખો પીતાજી, તમે શા માટે ગભરાઇને રૂવો છો; હવે તો તમે સત્વર સાવધાન થાઓ આ હમેશને માટે દુઃખી જીંદગી ગાળનારી અભાગ્યણીને આ દુનિયાથી દુર કરો મને કાપી નાંખવાને આ કટારને ટઠાર કરીને આ મિથ્યા જગતથી પાર કરો. તમારી તલવારને તયાર કરો અને હવે હુ નિરાધાર ઉપર તલવારનો એકજ ફટકાનો વાર કરો.

દારૂણ—( આંસુ પાડતો ) હા પુત્રી, હું હવે તેમજ કરૂ છું. લે હવે હુશિયાર થા, અને જગત કરતા સર્વગ્નનું સ્મર્ણ કર.



# અમારી ભેટ લેવાને વિનતી

-મનહર.-

એકવાર દુકાનમાં આવીને નિહાળો મિત્ર,
ચાંદીના દાગીના કૃતિ ન્યારી અભિરામની.
ચાલતા જમાનાનો જરૂરી ઘાટ ફેશનનો;
થોડામાં નિભાવ થાય કુટંબ વિશ્રામની.
સત્યની પરીક્ષા જુવો તપાસો અનેક ઘાટ;
મનને પમાડે મોહ ચીજો ઠામ ઠામની.
અમદાવાદની માંહ રતનપોળને નાકે;
અમારી દુકાન શિવલાલ દયારાંમની.

---

ચાંદીને ખરીદ કરી ઘાટને ઘડાવવાથી;
એક જોડ માટે થશે ખરચી ન કામની.
દોહોડી કે સવાઈ તમે કિમ્મત આપીને બેસો;
ઘડતર માટે જુવો અનુભવ દામની.
અમારો તયાર માલ ચોખવટ સાથે જુવો;
ફાયદો તપાસો તમે વસ્તુઓ તમામની.
અમદાવાદની માંહ રતનપોળને નાકે;
અમારી દુકાન શિવલાલ દયારામની.

અમદાવાદ, રતનપોળને નાકે, દુકાન નં. ૩૮૮૫.

## પ્રકરણ ૨ જું.

વિજયસિંહ પોતાની પ્યારી સ્ત્રી કુમુદ સુંદરી પાસેથી બાગનો દરવાજે છોડીને આગળ ચાલ્યો ગયો. અને સડક ઉપર પોહોચ્યો; અંધારી રાત્ર કેવળ કાળ રાત્રીના ચમત્કાર જેવી હતી; આકાશમાં વાદળા છાઇ રહ્યાં હતાં તેથી નક્ષત્રોનો પણ પ્રકાશ જણાતો નહોતો. સડક ઉપર બન્ને બાજુની વૃક્ષ ઘટામાંથી સુસવાટા મારતો પવન વધારે ફુકાતો હતો. અંધકારને લીધે માર્ગ સુઝે તેમ નહોતો; રાત્રીના પક્ષીયો આ વખતે આકાશમાં ગતી કરી રહેલાં હતાં; તેના પાંખોના અવાજ ઉપરથી જણાતું હતું કે ગરીબ પક્ષીયોના ટોળાં ઉપર છાપો મારી રહેલાં હતાં. આવાવી કાળી રાત્રીમાં હુશીયારીથી ચારે બાજુ નજર ફેરવતો વિજયસિંહ આગળ ચાલ્યાં જતો હતો; તેવામાં કાંઇ પાછળથી આવતું હોય તેવાં પગલાંનો અવાજ થવા માંડ્યો; તેથી વિજયસિંહ સચેત થયો. પોતે જે કામે નિકળ્યો હતો તે કામમાં હજાર પ્રકારના જોખમની અનુકુળતા આવી મળવાનો તેને સંભવ હતો. અંધારી રાત્રી પણ તેના સંભવને મદદ કરનારી હતી; તેથી તે વધારે સચેત થતો વારંવાર તિક્ષણ દ્રષ્ટિથી ચારે બાજુ જોવા લાગ્યો; અને આગળ વધવા લાગ્યો. પગલાંનો રવ કયાંથી સંભળાયો; તેના માટે સ્થિર રહિને સાંભળવા લાગ્યો ત્યારે તેને પડેલો શક ખરો પડવા લાગ્યો.

એટલે તે સડકની જમણી બાજુથી સપાટાબંધ એક માણસ આવી પોહોચ્યો તે પયદલ હતો તેથી વિજયસિંહ ઘોડા ઉપર બેઠેલો લલકારા મારતો તેના તરફ તયાર થયો; અને લાંબો ભાલો સજ્જ કરીને કહેવા લાગ્યો કે ખબરદાર તું કોણ છે. તેટલું સાંભળતાજ પેલા આવેલા માણસે દાબ આગંળ કરીને એકદમ એવો તો કુદકો

માર્યો કે એકજ તલવારના ઘાથી ઘોડાની ડોક કાપી નાંખી આટલું થતાની વચમાં વિજયસિંહે તે માણુસની છાતીમાં લાંબો ભાલો મારીને તેને વીંધી નાંખ્યો એટલે તે જમીન ઉપર પડ્યો અને વિજયસિંહ ઘોડા ઉપરથી ઉતરી જેવો હેઠળ ઉભો રહે છે. એટલામાં એક વૃક્ષની ઓઠેથી બીજા બે માણુસો ઢાલ તલવરથી સજ્જ થએલા એકાએક સામે આવીને અને તલવાર ખેંચીને ખબરદાર ખબરદાર: આ માણસને મારીને હવે તું પોતે ભાગ્યેજ બચવાનો છે એમ બોલીને તેઓ તલવારની વાર કરવા લાગ્યા. પણ વિજયસિંહ યુદ્ધ કરવામાં ઘણી કસોટી પામેલો બાહાદુર હતો. તેનું કુદરતિ શરીર ઘણું દ્રઢ અને કદાવર હતું પણ કહેવતમાં કહ્યું છે કે એકલું ઓસડ બે અગર ત્રણ.—એ પ્રમાણે આ વખતે વિજયસિંહને આફત આવી પડેલી હતી. ચંચળ અને હુંશિયાર વિજયસિંહે બન્ને તરફથી વારંવાર તલવારના ઘાવ પડતા ઢાલ ઉપર ઝીલી લઈને લકડી પટા પેચની માફક તલવારથી પટા બાજી ખેલતો અને ફુંફાડા મારતો શત્રુના હાથથી નંખાયલી તલવારોના વારને ઝીલીને પોતે તે બે પૈકી એકને એવો તો કારી ઝખમ તલવારથી કર્યો કે તે એકદમ ઘાયલ થઈને જમીન ઉપર પડી ગયો. એજ વખતે તે જમીન ઉપર પડનાર સાથીએ વિજયસિંહ ઉપર તલવાર ફટકારી પણ ચાલાક જવાંમર્દ વીજયસિંહે તુરતજ ઢાલ ઉપર તે વારને ઝીલી લીધે; બાકીનો રહેલો માણુસ યુદ્ધમાં ચતુર હતો તેથી વિજયસિંહ અને તેની વચ્ચે તુમુલ સંગ્રામ કેટલીકવાર સુધી ચલુ રહ્યો. પણુ તે સમયમાં રહેલો એક માણુસ હતો તેના મનમાં ભય અને ગોતાને માટે થોડીવારમાં શત્રુના શસ્ત્ર પેચથી કેવો પરીણામ થશે તે બાબત વીચારની સંઘટના ચાલી રહેલી હતી; અને યુદ્ધ કાર્ય મુકી દઈને બાકી રહેલું કાર્ય ક-

ભિણુધ થયું કે નહી. તેનું નકી કરવાને જવાનો તેનો ચોકકસ વિચાર હતો તેથી થોડીકવાર સુધી યુદ્ધ કરીને ત્યાંથી એવો તો પલાયન કરી ગયો કે તે કયાં જતો રહ્યો તેનો પત્તો લાગ્યો નહી.

આમ થવાથી વિજયસિંહ નિવૃત થયો પણ ફરીથી બીજી કેવા પ્રકારની આફ્તત આવી પડશે તેના માટે વીચારમાં ગર્ક થઇ ગયો. પોતાની નજર આગળ જખમથી મરણ પામેલી બે લાશો પડેલી છે તે પડતી મુકીને વિજયસિંહ પોતાના બાગ તરફ વળયો અને પોતાની સ્ત્રી કુમુદ સુંદરીને મળવાની ઇંતે જારીમાં પ્રવર્તાયો સમય નિકટ હતો તેથી પોતાની ગેર હાજરીમાં રખેને કદાચ કુમુદ સુંદરી ઉપર આફ્તત આવી હોય એવા વિચારથી ઉતાવળો પગ ચલાવતો બાગના દ્વાર આગળ આવી પોહોચ્યો કે તરતજ બાગમાં પ્રવેશ કર્યો, બાગની અંદરના પેલા ચબુતરા ઉપર વાતો કરતી બેઠેલી દાશીયો તરફ સિધો ચાલ્યો ગયો. વિજયસિંહને આવતો જોઇને તે દાશીયો ઉભી થઇ. અને કુમુદ સુંદરીને તેમની સાથે જોવામાં ન આવ્યાં તેથી તે દાશીયોમાંથી એક દાશીયે વિજયસિંહ પ્રત્યે કહેવા લાગી કે હજુર સાહેબ, કુમુદસુંદરી બાહ્ય થી આપની સાથે હતાં તે કયાં ગયાં. કેમ જણાતાં નથી, જ્યારથી આપને બાગના દરવાજા સુધી મુકવાને ગયાં છે. ત્યારથી અમે તેમના આવવાની રાહ જોતી અમે અહીયાં બેઠેલાં છીએ પણ અનુમાન કરયો કે રખેને કદાચ થોડીક વારને માટે સડક ઉપર ફરવા બાહાને સાથે સાથે રોકાયા હશો માટે શું તે હજુ પાછળ છે.

વિજય—અરે તે તો તમારી પાસે બેઠાં હશે એમ ધારીને તમારા તરફ તેમને મળવાને સારૂ હું આવ્યો છું.

દાશી—વારે સાહેબ, એતો આપની સાથેજ હતાં તે પાછાં અહિયાં ક્યાં આવ્યાં છે.

વિજય—અફસોસ, આ શું કહેવાય, કેમ થયું હશે.

દાશી—સરદાર સાહેબ, આપ તેમનાથી છુટા થએ કેટલીવાર થઇ, અમે તો છેક મુઝવણમાં પડી ગયા છીએ. અરે રામ, કેમ બન્યું હશે.

વિજય—અત્યારે એ સઘળુ કહેવાનો વખત નથી. અને તમે પૈકી માંથી એક બંગલામાં જાઓ પછી જલદીથી બત્તી લઇને અહી આવો. પછી દરેક બતીયો લઇને બાગની ચારે તરફ શોધી વળો કે તે ક્યાં છે.

વિજયસિંહનું આ પ્રમાણે વચન સાંભળીને તમામ દાશીયોનાં હૃદય ભડકી ઉઠ્યાં, તેઓ બધી ગભરાઈ ગઈ, આમ તેમ બંપથી વ્યાકુળ થએલી હરીણીની માફક દોડમ દોડા કરવા લાગી—બે દાશીયો ઘણી ઝડપથી એક બાજુ ઉપર જઈ ત્યાંથી બે મશાલો સળગાવી લાવી, અને તે મશાલ સહીત દાશીયોને લેઇ વિજયસિંહ કુમુદ સુંદરીને શોધવા બગીચામાં ફરવા લાગ્યો. પરંતુ તેનો કઇજ પત્તો લાગ્યો નહી.

વિજયસિંહ પોતાની પ્રાણ પ્યારી કુમુદ સુંદરીને ખોળતો ખોળતો મશાલના પ્રકાશ સાથે બગીચાના દ્રાક્ષના મોંડવાની પાસે પોહાચ્યો, ત્યાં એક લાશ જમીન ઉપર પડેલી જોઈ, તે વખતે એકદમ ખમચાઇને ચમકી પડ્યો. અને તે કુમુદ સુંદરીની લાશ હોવી જોઇએ એવો તેણે અનુમાન કર્યો. પણ વિજયસિંહને ગભરાટમાં પડેલો જોઇ બેલી દાસીઓ મશાલ લઇ આગળ દોડી આવી, તેથી તે-

ના અજવાળામાં વિજયસિંહે તે લાશને બરાબર જોઇ તે ઉપરથી કુમુદ સુંદરીના લાશનું અનુમાન ખોટું સમજાયું. પણ આ લાશતો બીજાની એટલે દસ વરસની ઉમરના ખુબ સુરત છોકરાની જણાતી હતી; પણ તે લાશ માથા વીનાની માત્ર ધડ હતું. તેથી કયા છોકરાની તે લાશ છે તે બરાબર ઓળખી શકાય તેમ નહોતું. તે લાશના શરીર ઉપર ઉચી જાતનો કીમતી પોશાક હતો. હાથના કાંડામાં હીરા જડીતના સુવર્ણનાં કડાં ઝળકતાં હતાં, આંગળીયોમાં કીમતી વિંટી હતી લાશની ગરદનના કાપેલા ભાગ ઉપર પાસે જમીન ઉપર મોતીની માળા વિખેરાઇ પડેલી જોવામાં આવી, બન્ને પગમાં સુવર્ણનાં સાંકળાં હતાં. કમરમાં સુવર્ણનો દોરો જડીત્ર હતો. તે સઘળુ જોઇને વિજયસિંહ એકદમ આશ્ચર્ય પામ્યો, અને તે જોઇને દાશીયો પ્રત્યે કહેવા લાગ્યો કે આ લાશનું માથુ ગુમ થઇ ગએલું છે તેનો કદાચ ગમે તેવો જોખમ ભરેલો ભેદ જણાય છે. પણ શરીર ઉપર પેહેરેલા પોશાક અને કીમતી દાગીના ઉપર વિચાર કરતાં ખાત્રીથી કહું છું કે આપણા માહારાજાના નાંહાંના કુમારશ્રી જયોત સિંહજીની આ લાશ છે. તે સાંભળી.

**દાશી**—અરે હાય, આ શો ગજબ થયો, કુંવર સાહેબ એકલા રાત્રીના વખતે આ બગીચામાં શી રીતે આવ્યા હશે, કયા ચંડાળે ખુન કરયું હશે. રામ રાંમ રાંમ રાંમ.

**વિજય**—અરે રામ, આતો ઘણોજ ભયંકર અને વિપરીત બનાવ દેખુ છું. હવે આપણી પુરી કમ બખ્તી થઇ, જીવ જવાનો વખત નજીક આવ્યો. જે વખતે માહારાજા સાહેબને ખબર પડશે કે કુંવર સાહેબની લાશ વિજય-

સિંહના બાગમાંથી મળી આવી તેપછી બાકી શી રહી બેશક હું પોતેજ તેનો ખુની ઠરીશ. માહારૂ નિરપરાધી પણું હું આહાવા વિકટ સંજોગમાં શી રીતે સાબીત કરી શકીશ. હાય, દુશ્મનોને પણ કલ્પિત વાત ગુંથી મને દુઃખ દેવાની ખરેખરી આ તક હાથ લાગી, એ-ટલુંજ નહી પણ વગર કસુરે ફાંસીએ લટકાવી દેશે અરે ઇશ્વર, આ ધર્મ પંથ પર નેક ટેકથી ચાલનારને માટે શું આહાવોજ બદલો, અરે આહાવોજ બદલો આપવાનું તાહારા ન્યાયી દફતરમાં લખાયું છે કે.

આ પ્રમાણે વિજયસિંહનો દુઃખદાયક પશ્ચાતાપ જોઇને આજુ બાજુ ઉભેલી દાશીયોના અંતઃકરણમાં ભય ઉત્પન્ન થયો; આ ભેદ ભરેલા બનાવથી પરીણામમાં ભયંકર વિપતી આવી પડશે અને તેમાં આપણું કાલ્યાંન નિકળી જશે. એમ દરેક દાશીયો પોતપોતાના મ-નમાં વીચાર કરવા લાગી; સ્વારથી અને પોતાના કાર્યમાં કુશળ રહે-નારી દાશાયોએ ત્યાંથી ચુકતી સર સટકી જવાને યોજના કરવા લા-ગી, ગમે તો મિત્ર હો કિંવા બંધુ હો કે વિશ્વાસુ નોકર હો. પરંતુ ખરા દુર્ઘટ પ્રસંગમાં મદદગાર રહે એજ ભાઇ મિત્ર કે સાચો સં-બંધી જાણવો. હવે આ વખતે આહાવોજ વિકટ માંમલો આવી પડેલો જોઇ ભયને લીધે ધીરે ધીરે વિજયસિંહને છોડીને બાહાંના કાઢવા લાગી,—એક દાશી તે વખતે વિજયસિંહને કહેવા લાગી કે હજુર, કદાચ આ મામલો બન્યો છે તેને માટે આપ જરાયે ચિંતા રાખતામાં, સત્યનો બેલી પરમેશ્વર છે. માટે સત્ય ઉપર વિશ્વાસ રા-ખીને આ વાતનો અને આ દેખાવનો પશ્ચાતાપ દુર મુકો—વળી મારા મનમાં આ બાબતમાં રાજકુમારની લાશ સંબંધી વેહેમ હોય

તો તમે તેની બ્યવસ્થા માટે અત્રે રોકાશો તો કાંઇ હરકત નથી. પણ અમારો જીવ તો કુમુદ બાઇ વિના તાળવે ટાંકાઇ ગયો છે માટે અમે સઘળી દાસીયો આ બાગમાંના દરેક વિભાગ તરફ શોધવાને માટે નીકળી પડીયે છીએ હજુર કેમ આપની શી આજ્ઞા છે.

વિજયસિંહ પવિત્ર હ્રદયનો હતો તેથી દાશીયોના વિવેક ભરેલા શબ્દોથી પોતે આટલી વિપત્તિમાં પણ કાંઇક આશ્રય માનીને તે સઘળી દાસીયોને તેમજ કરવાને આજ્ઞા આપી; તેથી તે દાશીયો નેત્રમાંથી આંસુ કાઢતી. કરૂણા સ્પદ શબ્દો સંભળાવતી અને હ્રદય દ્રાવ થાય તેવા શબ્દો બોલતી બોલતી. ત્યાંથી એવી તો ખશી ગઇ કે તે દાશી પૈકી એકેનો ત્યાં પત્તો જણાયો નહી; આ પ્રમાણે દાસીયો સટકી ગઈ બાદ તે લાશ પાસે ફક્ત વિજયસિંહ એકલોજ ઉભો રહ્યો. તે લાશને વારંવાર જોવા લાગ્યો. તેમ તેમ તેનું હ્રદય વિચારની જાળમાં ફસાવા લાગ્યું એક તરફ પોતાની પ્રાણપ્રિયા કુમુદ ગુમ થઈ ગયાની અસહ્ય ચિંતા છે. ત્યારે બીજી તરફ અકસ્માત ભયંકર બનાવમાં લાશ જોવાથી થએલી ચિંતા; એ પ્રકારે ચિંતારૂપી બન્યે પિસાચીણીયોએ વિજયસિંહનું હ્રદય ખેંચવા માંડયું. આ લાશ રાજપુત્રની છે. એવી સમઝથી તેનું હ્રદય ઘણુંજ ધડકવા લાગ્યું. કિર્તિને કલંક લાગ્યા કરતાં મરવું ઘણું સારૂ છે એ વિવેકથી તે ઘણોજ બેહાલ થવા લાગ્યો; તેના નાકમાંથી ઉન્હી વરાળો નીકળવા માંડી માહારાજા સાહેબને આ બાબત હું શો જવાબ દઇશ; તેની ચિંતાથી તે બાહાવરો બની ગયો; દાઝયા ઉપર જેમ લુણ લગાડવામાં આવે છે તેમ કુમુદ પ્રિયાની ચિતામાં આ ચિંતાએ વધારો કર્યો આવી સ્થીતીવાળા વિજયસિંહે છેવટે તે લાશને પોતે ઉઠાવી લીધી; અને બાગના જે ભાગ તરફ મનુષ્યની આવ્ય જા થોડી હતી

તથા ત્યાં ઝાડી પણ વધારે હતી તે તરફ શબ ઉચકીને ચાલતો થયો, અને તે ઝાડની ઘટામાં જઈને તે લાશને મુકી દીધી: અને તેની વ્યવસ્થા કરવામાં પોતે ધુચાયો તે લાશને ત્યાં બરાબર નિશા નથી ગોઠવીને ત્યાંથી એજ બાગના માળીના ઝુપડાં આગળ આવી પોહોચ્યો જો કે અંધારૂ ઘણું હતું વળી આકાશમાં વાદળાં છવાઈ જવાથી કાંઈ દેખાતુ હતું નહી તોપણ તેવી ઝાડીમાં ફાંફા મારતો મારતો વ્યાકુળ -હૃદયવાળા વિજયસિંહ વિજળીના ચમકારાના વારંવાર થતા પ્રકાશને આધારે તે ઝુપડી આગળ આવી પોહોચ્યો. આ વખતે બીજી ઝુપડીની ઓરડીમાં બાગનો માળી જો કે ખાસ પોતાનો નોકર હતો તે ઉંઘી ગયો હતો તેથી પોતે યુક્તિથી કોઈ જાણે નહીં તેમ બીજી ઝુપડીમાં પેશીને એક કોદાળો ઉઠાવી લીધો અને ત્યાંથી પેલી લાશ જ્યાં ગોઠવી હતી. તે તરફ ચાલ્યો; આકાશમાંથી છાંટા પણ પડતા હતા, તેથી અંગ ઉપરનું કપડુ ભીનું થતું હતું—છેવટે જ્યાં લાશ ગોઠવી હતી એજ જગોએ આવીને પોતે ઉભો રહ્યો. તેનો વિચાર એવો હતો કે તે લાશને જમીનમાં દાટી દેવી; એટલા માટે તે કેદાળો લઈને આવી પોહોચ્યો અને લાશને તપાસવા લાગ્યો. વૃક્ષ ઘટામાં વિશેષ અંધારૂ હોય એમાં આશ્ચર્ય નહી અર્થાત તેવા અંધારામાં તે આમથી તેમ અને તેમથી આંમ ભટકવા લાગ્યો તેણે નિશાન તરીકે જે વસ્તુ ગોઠવી હતી તે વસ્તુ તેના હાથમાં આવી પણ લાશ મળી નહી; મુકેલું નિશાન જયારે હાથ લાગ્યું ત્યારે અહિયાં ગોઠવેલી લાશ ક્યાં ગઈ, તે બાબત આટલી બધી ચિંતામાં વિશેષ ચિંતાનો વધારો થયો, તે કેવળ ના ઉમેદ થઈ ગયો અને વ્યાપેલી ચિંતામાં કુમુદ સુંદરીની શોધ કરવાની પણ તેનામાં તાકાત રહી નહી.

આહાહા, કેવો દુર્ઘટ સમય; કેવી આફત આહાવી આફત તો કોઇના ઉપર પણ ગુજરશો નહી, યદ્યપી કર્મ સંસ્કારના બળથી આ શુદ્ધ હૃદયના વિજયસિંહ ઉપર આફતનો મેઘા ડંબર છવાઇ રહેલો હતો.

વિજયસિંહ પોતાના માલીક મહારાજા તથા કુમાર પ્રત્યે ઘણોજ શુદ્ધ પ્રેમ ભાવ તથા દીલસોજી ધરાવતો હતો. જેથી કુમારની લાશ પ્રથમ તેના જોવામાં આવી તે વખતે તે એવા વિચારપર આવ્યો હતો કે હાલ તુરત તો આ કુમારની લાશને જમીનમાં છુપાવી દેવી; અને ખુન કરનારને ગમે તેમ કરી જલદીથી કબજે કર્યા બાદ આ લાશનો ભેદ સર્વના સમક્ષ ખુલ્લો કરવામાં આવે તો ઠીક થશે. આ પ્રમાણે તેની મુખ્ય ધારણા હતી, પરંતુ તે ધારણા નિષ્ફળ થઇ; કેમકે વિજયસિંહ ઝાડીમાં લાશ મુકી કોદાળો લેવા માળીની ઝુંપડીમાં જઇ ત્યાંથી કોદાળો લઇ પાછો તે જગોએ આવતાંની વચમાં એકાએક તે લાશ કોણ જાણે કયાં એ ગેબ થઇ ગઇ.

આહાવી ગભરામણમાં હેરાન થતો વિજયસિંહ ચારે તરફ ભટકતો નજર કરતો તે લાશને ખોળતો હતો. વરસાદના છાંટાથી તેનો પેહેરેલો પોશાક બીલકુલ પલળી ગયો હતો તેવામાં બગીચાના દરવાજા તરફ ઓચિંતો કાંઇ દીવા મશાલનો પ્રકાશ વિજયસિંહની નજરે પડયો; તે અજવાળુ પોતાના તરફ આવતું હોય તેમ વિજયસિંહે જાણ્યું.

જયારે બાગની અંદર તે અજવાળુ આવી લાગ્યું ત્યારે બે મશાલો બળતી તથા તે સાથે કેટલાક માણસો છત્રિયો ઝાલી બ-

ગીચાની અંદરના બંગલા તરફ જતા સ્પષ્ટ રીતે જણાઇ આવ્યા; આવનાર માણસો બંગલા તરફ જઇ પોહોચે તે પેહેલાં વિજયસિંહ જ્યાં ઉભો હતો ત્યાંથી તેણે બંગલામાં દાખલ થવું યોગ્ય માન્યું અને ઝડપથી બંગલામાં જઇ પોહોચ્યો. આ બંગલાના દિવાનખાના પાછળ જામદાર ખાનાનો ખંડ હતો તેમાં તે સત્વરથી દાખલ થઇ ગયો, અને વરસાદથી ભીના થઇ ગએલાં કપડાં ઉતારી નાંખ્યાં પછી બીજા કોરાં કપડાં પેહેરવાની તજવીજ કરતો હતો તેવામાં તો પેલા માણસો મશાલ સાથે બંગલામાં આવી પોહોચ્યા.

આ લોકોને બંગલાના દિવાનખાનામાં આવતા જોઇ રણજીતસિંહ ફક્ત કોરૂં ધોતીયું પેહેરી લઇ તે લોકોના સાંહામો જઇ ઉભો પેલા આવનાર માણસોએ તેમને જોઇને નીચે નમીને સલામ કરી; આવેલા આદમીઓમાં બે માણસો માહારાજા નંદસિંહના મુસાહિબ સરદાર હતા, બાકીના દસ માણસો રાજાના ખાસ આડદલીના માણસો હતા; રાજા નંદસિંહના દરબારમાં આ વિજયસિંહની સારી ઇજ્જત બંધાયલી હતી તેથી રાજાએ મોકલેલાં માણસો તેમની સાથે બહુજ અદબથી વર્તતા હતા; પણ વિજયસિંહની આગરૂ અને ખાનદાની સંબંધી આગળ જતાં હકીકત જાણવામાં આવશે.—આવેલા માણસો વિજયસિંહને સલામ કરી અદબવાળીને તેઓ ઉભા રહ્યાં. તેમાંના બન્ને મુસાહિબ ( સરદારો ) તરફ દ્રષ્ટિ કરીને વિજયસિંહે પુછ્યું કે આહાવી આંધી અને વરસતા વરસાદની તોફાની અંધારી રાત્રે આતરફ આવવાની શું કાંઇ જરૂર પડી છે કે શું.

**એક સરદાર**—રાજા સાહેબ આપને યાદ કરે છે. માટે આપને તેડવાને સારૂ અમને મોકલ્યા છે.

**વિજય**—ઠીક ઠીક, પણ આહાવા કે વખતે મને બોલાવવાનું શું કારણ છે તે તમે કાંઈ જાણો છો.

**બીજો સરદાર**—હજી, કુમાર સાહેબ વિશે સરકારે કાંઈ ભયંકર બિના સાંભળી છે. તેથી તે ઘણાજ બેચેન થઈ રહ્યા છે.

**વિજય**—( ચમકી જતાં ) ભયંકર ખબર; અરે પણ તે શી રીતની.

**પેહેલો સરદાર**—( નિશ્વાસ નાંખતો ) અરે; કાંઇ કેહેવાનીજ વાત નથી. કુંવર સાહેબની જીંદગીનું જોખમ થઇ ગયું.

**વિજય**—( કાંપતો કાંપતો ) અરરરરરર, શુ આહાવો કેર વરતાઈ ગયો.

**સરદાર**—હા, સાહેબ ઘણુંજ ઘોર કૃત્ય થયું.

**વિજય**—જરા સબુર કરો, હુ હાલજ તમારી સાથે આવું છું

આ પ્રમાણે કહીને વિજયસિંહ કપડાં પેહેરવાને માટે પાછો જામદાર ખાનામાં ગયો. આ વખતે બંગલામાં કોઇ બીજુ માણુસ અગર દાશી સુધાંત હાજર હતું નહી; કે કદી ઉતાવળનું કામ હોય તો તેને બતાવી શકાય; આ વખતે વિજયસિંહને અકળામણુ કે દુઃખનો જરાયે પાર રહયો નહોતો. તેને માટે તો આ વખત ઘણોજ ભયાનક અને કઠિણુ થઇ પડયો હતો. આહા જુવો બિચારા વિજયસિંહની કેવી સ્થિતિ બની ગઇ છે; કે જે પોતાની ધર્મ પત્નીને પ્રાણુથી પણ અધિક વ્હાનો હતો છતાં તેને સોધી કાઢવા જેટલી પણુ તક તેને મળી શકી નથી.

જમદાર ખાનામાં ગયેલો વિજયસિંહ અનેક પ્રકારના વિચારની સંકલનામાં ઘેરાયલો કપડાં પેહેરીને આવેલા માણુસો સાથે બાહેર નીકળી પડયો; આ વખતે આશરે એક પોહોર રાત્ર બાકી રહેલી હતી, રસ્તે ચાલતાં વિજયસિંહ સંકડો પ્રકારના તર્ક વિતર્કના વમળમાં એવો તો ધુમ થઇ ગયો હતો કે પોતે કયે રસ્તે જાય છે તેનુ પણ તેને કાંઈ ભાન રહ્યું નહોતું; ફકત આવેલા માણુસોની પાછળ પાછળ પોતે પગ ચલાવતો હતો,—વિજયસિંહ રસ્તે ચાલતાં પોતાની સ્ત્રી કુમુદ સુદરી માટેના વિચારમાં ડુબી જતો હતો; અને તે એકાએક કયાં ગેબ થઇ ગઇ અને કેવી આફતમાં ફસાઇ ગઇ હશે તેના સોચમાં પડી જતો હતો; ત્યારે તે વિચાર પલટાઇ જઇને એઠંગ કુમારની લાશ વિષે તેને સ્મર્ણ થઇ આવતું હતુ અને તે સંબંધે જે આશ્ચર્યકારક બનાવ બનેલો હતો તે યાદ આવતાં તેના [illegible]મની સાથે પોતાની જાત ઉપર તથા સગાં વાહાલાં ઉપર ધસી આવેલી આફત વિગેરે તરફ લક્ષ જતાં તેનું મજબુત હૃદય છતાં પણ થરથરી જતું હતું. કેમકે બદનામીનો બટો માથે વોહોરીને પોતાનો પ્રાન આપવો એ ઘણુંજ હિણુપત ભરયું સમજતો હતો. જયારે લડાઇના મેદાનમાં પોતાનું વિરત્વ બતાવવાના સમયમાં તે પોતાના સૌથી પ્યારા જીવની જરા પણ પરવા રાખતો નહી હતો; તે સાથે દુનિયાના વિચિત્ર રંગ અને કપટ જાળ તરફ તેનુ ધ્યાન દોરાઇ જતું હતું; વળી પોતાની દાશીયો નાશી જવાની નિમક હરામી યાદ આવતાં પોતાના હોઠને દાંત તળે જોરથી દબાવી ક્રોધમાં આવી જતો હતો. એ વખતે તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે માહારાજા સાહેબે મને બોલાવવા માટે કોઈ દીવસ નહી, અને આજે રાત્રી સમયે મારા તરફ આટલા બધા માણુસો કેમ મો-

કહ્યા હશે; મને ખબર આપવાને એક માણસ મોકલવો બસ હતો: આ પ્રમાણે વિજયસિંહ તર્ક વિતર્કના વમળમાં ગોથા ખાવા લાગ્યો જેમાં તે છેવટે એજ વિચારમાં આવ્યો કે કદાચ રાજા ઉપર અનાયાસ દુઃખ આવી પડ્યું અને પુત્ર ઘાતના અસહ્ય શોકમાં તેમનો મિજાજ બદલાઇ ગયો હશે; માટે આટલા માણસો મારા તરફ મોકલ્યા હશે.

આ પ્રમાણે ચાલતાં ચાલતાં વિચાર સંકલનાના તરંગમાં અથડાતો વિજયસિંહ મહારાજાના માણસો સાથે ચાલ્યો જતો હતો; રસ્તે ચાલતાં જ્યારે પેલા દ્રાક્ષના માંડવા નજીક પોહોચ્યા જે દ્રાક્ષના માંડવા માટે આપણે ઉપર લખી ગયા છીએ. કે તે દ્રાક્ષના માંડવા આગળ નિર્દય પીતા દારૂણસિંહે પોતાની પુત્રી કુમુદ સુંદરીનો પ્રાણ લેવાને છાતી ઉપર ચઢી બેઠો હતો; અને એજ માંડવા આગળ પેલી જુવાન છોકરાની લાશ પડેલી હતી, કે તે લાશ એક વખત વિજયસિંહજીના જોવામાં આવી હતી અને ત્યાંથી તે ભયને માર્યે ઉઠાવીને લઇ ગયો હતો તે દ્રાક્ષના માંડવા પાસે તમામ આવી પોહોચ્યા. ત્યાં આવતાં મશાલચીયો એચિંતા ખમચાઇ પડ્યા અને એકાએક ચમકી જઇને તથા ગાભરા બની જઇને બોલ્યા કે અરે આ શું. જુવો તો ખરા; આ કોહોની લાશ અહિયાં પડી છે. આ પ્રમાણે મશાલગીરીયોનું વાકય સાંભળી આશ્ચર્ય ચકિત થઇ ગયા; અને બંને સરદારો તથા વિજયસિંહ આગળ આવીને તપાસે છે તો સડક ઉપર એક લાશ પડેલી જોઇ તે જોઈ ઘણું વિસ્મય પામતા બોલ્યા કે; જો કે આ વગર માથાની લાસ છે તોપણ કુમાર સાહેબની છે. એમ પેલા આવેલા માણસોએ અભિપ્રાય આપીને ઓળખી કાઢી.

અધુરૂં.

# સોના ચાંદીના દાગીના

અમદાવાદ રતનપોળના નાકે ઘર નં. ૩૩૮૫ માં ચાંદીના દાગીના સૈં ફીક્રાયત ભાવથી ઉત્તમ પ્રકારની બનાવટના મળશે. અમારા દાગીના બદલાવવામાં આવે ત્યારે ચાંદીના ભાવથી પાછા લેવામાં આવશે. દેશાવર ખાતે વી. પી. થી સેમ્પલ પ્રમાણે મોકલવા માં આવશે. સોનાના દાગીના ઓર્ડર મળેથી મન પસંદ બનાવી આપીશું.

**શીવલાલ દયારામ પંચાલ.**

ઠે. રતનપોળના નાકે—અમદાવાદ.